# સમુદ્રસિંહ વિરહ.



દોહરો.

સબળાને શોભે નહિં, દુર્બળ જન શું દ્વેષ;
ચિંત્તાતુર કરી ચુંટિયો, ભરપુર બાળે વેશ.
" પ્રેમસિંહ. "



છપાવી પ્રસિદ્ધ કરનાર,
ગંગાદાસ મોતીચંદ મેહેતા.
મહુવા-કાઠીયાવાડ.



સંવત ૧૯૫૮—૧૯૦૨.

અમદાવાદ-"આર્યોદય" પ્રેસ.

# સમુદ્રસિંહ વિરહ.



દોહા.

અબળાને શોભે નહિં, દુર્બળ જન શું દ્વેષ;
ચિંત્તાતુર કરી ચુંટિયો, ભરપુર બાળે વેશ.
"પ્રેમસિંહ."



છપાવી પ્રસિદ્ધ કરનાર,
ગંગાદાસ મોતીચંદ મેહેતા.
મહુવા-કાઠીયાવાડ.



સંવત ૧૯૫૮—સન ૧૯૦૨.

અમદાવાદ—"આર્યોદય" પ્રેસ.

# પ્રસ્તાવના.

મધ્ય હિંદુસ્તાનમાંના રજપુતાનાના ઇટાવા ઝીલ્લાના " તેજપૂર " ગામના ચોહાણ ક્ષત્રી જાતીના બળવંતસિંહ નામે રજપૂત કાઠિયાવાડ પ્રાંતના ભાવનગર શેહેરમાં કમાન્ડિંગ હોદ્દાની નોકરી ઉપર આવેલા. તેમના પુત્ર "સમુદ્રસિંહ" ઇંગ્રેજી સ્કુલમાં અભ્યાસ કરતા હતા તે વખતે મારે તે સાથે મિત્રાઇ થઇ સ્નેહ બંધાણો. દરમીયાન તેઓને દુષ્ટ તાવના રોગથી અકાળે કૈલાસ વાસ કરવો પડયો. જેથી તે મિત્રના સુગુણનો અપાર પ્રેમ મારા હૃદયમાં હરવખત યાદ આવ્યાથી શોકાગ્નિ પ્રગટ થતાં પ્રેમનો આઘાત મારા હૃદયમાંથી દૂર ન જતાં મિત્રના ગુણનું મતિઅનુસાર કથન કરવા કવિતારૂપે આ " સમુદ્રસિંહ વિરહ " બહાર પાડવામાં આવે છે.

આ ગ્રંથમાં કવિતાની અંદર ( " ) જે ચિન્હ છે. તે કાવ્ય મહુવાના રહીશ નારાયણદાસની કાવ્યમાંથી ઉતારવામાં આવેલ છે, તેમજ મારા મિત્રના ઉદ્‌ગારોની જે મદદ મળેલી છે તેઓનાં નામ આ ગ્રંથની કવિતાની અંદર પણ આપેલ છે.

ગંગાદાસ મોતીચંદ મેહેતા.
મહુવા—કાઠિયાવાડ.

# સમુદ્રસિંહ વિરહ.

### સવૈયા.

કોકિલના ટવકો કર તું ટવકે મમ પ્રાણ અતી દુઃખ ધારે,
રે બળવંત સપૂત જતાં મન ધીરજ કો કઇ રીતથિ ધારે;
જે વન વેલી વિષે ફરતા રસ તે ટવકો દિલ આગ વધારે,
સુખ સમો ટવકો તુજનો દુઃખદાયક હાય થયો હવે મારે. ૧

### શિખરિણી છંદ.

અધીરાઇ આવે હૃદય થથરાવે દુખકવે,
ભમાવે રીબાવે ભ્રમણ ભરલાવે મન મહે;
જમાવે વૃષ્યાવે નયન દરસાવે લવ હવે,
અરે ગંગા ગાવે ઉદધિ હરી જાવે દિલ દવે. ૨

### સવૈયા.

વન ઉપવને ફરતા ધરતા રસ, હાસ્ય વિનોદ અતી કરતા,
રમતા બોલબેટ તણી શુભ રમ્મત કિમ્મત હિમ્મત 'હા' ધરતા;
વર સાગરસિંહ તણી ધરિ વાગિશ નાગર આગર ઉચ્ચરતા,
સરવે સુખતો દુખદાયક થયું મમ મિત્ર હરી હરથી હરતા. ૨

### વસંતતિલિકા વૃત.

આશા બધી હૃદયની વળી હાય ઉંધી,
તે સર્વ સૂખ મુજનાં દુખ લીધ રૂંધી;

હા હાય હાય હ્રદયે થકિ શબ્દ ઉઠે,
સામુદ્રસિંહ તજી ગયા પર દેવ રૂઠે. ૪

## વસંતતિલિકા વૃત.

પ્યારે મયૂર મન રંજક શબ્દ તારો,
પ્યારો હતો સુણિ સુ શીશ ધુણાવનારો;
તે આજ સાજ તજી દૂર જતાં વિચારો,
ગંગા સદાસ સુણી શબ્દ હદે ધખારો. ૫

## દુમિલા છંદ.

વર વિર ગયો સુરવીર ગયો વળિ ધીર ગયો ધરણી પરથી,
કુળવંત ગયો હરસંગ ગયો બળવંત સપૂત ગયો કરથી;
નર રૂપ ગયો નિધિ ભૂપ ગયો જગદૂપ ગયો મુજ નજરથી,
નિધિ સિંહ ગયો સુખધીહ ગયો સુરસંગ વરીસુ ગયો હરથી. ૬

## મત્તગયંદ છંદ.

આજ અરે ઉરમી ઉતરે ઉતરે નહિં અંતર ધાત અધારૂ,
સાજ સરે ઉરથી ઉચરે ઉચરે અત પ્રામર પ્રાત વિચારૂં;
લાજ વરે સુરલોક વિષે અતિશે ઉર આશિષ એજ ઉચ્ચરૂં,
સાગરસિંહ સુમિત્ર જતાં હાય અંતર દુઃખ હું કયાંહિ વિસારૂં. ૭

## માલિનિ છંદ.

નિશદિન સ્મરણ તારૂં હેતુ હૈયું ન મેલે,
જીવન જગત માંહિ દુઃખમાં પ્રાણુ ઠેલે;
સરવસ બળવંતે સ્નેહિ ત્યાગ્યું છે આજે,
ઉદધિ હરિહરા તું રાખજે પ્રેમ કાજે. ૮

## લલિત.

ઉદધિસિંહ તું મોક્ષ પામિયો,
જન્મ મર્ણનાં દુઃખ વામિયો,
શિવ શમીપ તું હા જઇ રયો,
નગર ભાવમાં કાળ તો થયો. ૯
રહિશ તેજપૂરી તણો હતો,
અસલ ક્ષત્રિ જાતી ચુહાણતો;
નગરમાં બધે નાત જાતમાં,
સુધરમા સમો ભ્રાત ખ્યાતમાં. ૧૦
રૂદન તો કરે સર્વ બાળ આ,
મળિ નિશાળમાં રોવતા રહ્યા;
દ્રગ તણા અરે નીર થોભવા,
ઉદધિસિંહ તું આવ લોભવા. ૧૧
તુજ તણી સહુ ટેક પાળવા,
ધમણની પરે વૃતિ ગાળવા;
સમજ આ થયો કોટિ કારમો,
જીવન હાય હા ધી હરી ગયો. ૧૨
સમજની હવે શ્રૃષ્ટિ માંહિથી,
હરિ લીધો હરી, હીરલો હથી;
વગર વાંક આ કાળ કયાં થયો,
ઉદધિસિંહ રે કયાં વયો ગયો. ૧૩
સ્મરણ તાહરૂં સ્નેહિયો કરે,
દ્રગ થકી સદા નીર તો જરે;
વિચરિ દેશને હા વિદેશમાં,

નગર ભાવની શાળમાં ભલા. ૧૪
ભણિ ગણી કરી મોક્ષ પામવા,
ક્ષુધી લિધી હરી દુઃખ થાપવા;
વિજય વાત તો વિશ્વમાં બધે,
સરસ શોભવી શીવ પાસ તેં. ૧૫
મરણ મેળનો મેળ ના રહ્યો,
કિર્તિ કાળમાં તું મળિ ગયો;
કૃપણ કાળ તે દુષ્ટ કાં થયો,
કપટિ કારહો કષ્ટ દૈ ગયો. ૧૬
સુપર કારિ તું સ્નેહિ થૈ અને,
સદર ધન હવે આવ લેઇને;
જીવન નાથ તું જો વિચારીને,
અરર બાળની બાળ તો તુને. ૧૭
દિવસ વાત વા વાંચ્છિતો કરે,
વગર વાંકમાં દુઃખ દિલ ધરે;
સુર સરી તણાં હેતુ બાંધવા,
જીવન પાસ તું જૈ રહ્યો અહા. ૧૮
સુખ સમર્ધિવાન સ્નેહિ ભોગવો,
શિવ સમીપ રૈ સ્નેહ લોભવો;
જન મને અરે મર્ણના ફરી,
અરજ એ વિભૂ માન માહરી. ૧૯

શાર્દૂલવિક્રિડિત છંદ.

આશા તો વ્રજ તાતના હૃદયમાં જન્માંત શેવા કરે,

પ્યારા ક્ષત્રિ કુમાર વાર કરના?? આશા જતાં તે વારે;
છોડી તાત વૃધા વયે જગતમાં વિશ્વાસ તેં છોડ્યો,
તે તારા મૃતથી થયો પુરણ સૌ મોક્ષે જઇ તું વળ્યો. ૨૦

મનહર છંદ.

વિચારી વિચારી તારી વાત તો સુધારી નિત્ય,
દિલ સહુ ગયું હાય હિંમત હરાવતાં;
આવતા અપાર તારા પત્ર તો વિદેશ થકી,
પાઠવતો અત્ર થકી તુરત સુધારતા.
સંભારી સંભારી તારી કિરતી ઉતારી દીલ,
કિલકાર કોટિક માનવ સુ પુકારતા;
હાય હાય હિંમત હરાવી ગંગાધરા તણી,
સમુદરસિંહ શિવ પાસમાં પધારતા. ૨૧

શિખરિણી વૃત્ત.

સુધારી તેં શાળા બળવંત સુ બાળા અહિં તણી.
અમો સાથે સારી પરસ્પર ધારી પ્રિત ઘણી;
સદારે ! શું સાથે અમ હૃદયમાં એજ ગણતાં,
લિધો ખેંચી નાથે સહ મિત્ર સાથેથી ભણતાં.

દોહા.

પિતા સાથ પરદેશ કરિ, વસુધા વિચરે વીર;
દાન દિધું દીનતા ધરી, સમુદ્રસિંહ ગંભીર. ૨૩
પુસ્તક પરચુરણ લઇ, સાકર સહિત સુધાર;
વેંચ્યાં તેં વિશાળ થઈ, નીશાળે નિજ ચાર. ૨૪

## કવીત.

પ્રભાતે મંજન કરી ત્રીપૂરારી મંદીરમાં,
પૂરણ પ્રેમાલ જઇ માગતો ન માન તું;
નિશાળ મહિથી છુટિ ભોજન ભાવથી કરી,
રંજન કરતો રાંક ગુણુને ગણાવ તું.
ગંગાદાસ તણા સાથી સરવના હૃદયમાં,
વધારતો હા વિશેષ વ્હેમ ટાળિ વ્હાલ તું;
સમુદરસિંહ ગુણનિધિ સિધિ રિત કરી,
કાળના સપાટા માંહે ફસાણો છો હાલતું. ૨૫

## દોહા.

વિચારવું જે વચન તે, તુરત તર્ક તરસાવ;
સમજુને સમજાવિને, સમુદ્રસિંહ ગણાવ. ૨૬
આ વખતે તો આપની, ઓળખ માટે એક;
વિરહ વિચાર્ઇ વ્હાલમાં, સમુદ્રસિંહની ટેક. ૨૭
નેક છેક તારી ધરી, કરિ કિર્તિ કર ધાર;
સમજુ સ્યાણા શાન્ત મન, સાગરસિંહ વિચાર. ૨૮

## લલિત છંદ.

વરસ સત્તરે બેસતાં અને,
પ્રિય મળ્યો સદા શિવ રાગિને;
ધરિ કરી ખરી પ્રીત પામિને,
રૂદન બાપડાં બંધુ સ્વાંગિને. ૨૯
ઉર ઉતાર તું અર્જ માહરી,
પળ પળે હૃદે આશ તાહરી;

કરિ ખમા હવે કોણ ઉચ્ચરે,
સુર સરી તણા દાસ ઉપરે. ૩૦
વધુ વધારવા વાસના હતી,
વિખરિ ગૈ અરે માન મુકયતી;
હૃદયમાં રહી એમ સર્વને,
પ્રિત તમા હરી પ્રાણ પ્રેમને. ૩૧
વિનત વિર તું વાસના વસી,
તુજ તનૂ જતાં દુઃખમાં ધસી;
શુણ ગણી પુરા દાક્ષિ નાથના,
ચરણમાં રહ્યો મોહ માનના. ૩૨
હૃદયમાં કરી તાહરે હતા,
કદિ ન ક્રોધને લોભ પામતા;
સુર સરી તણા પ્રેમિ બાંધવા,
દુઃખ દઇ પ્રભૂ પ્રેમ સાંધવા. ૩૩
પૂર્ણ પ્યાર તેં સર્વ શું કર્યો,
નહિં કદિય તેં દોષ પર ધર્યો;
જીવન રંકના થૈ જગે ફર્યો,
દિન જનો તણા કષ્ટ સૌ હર્યો. ૩૪

દોહા.

ગંગાદાસ ગણેલહા, ગૂજારે ગુણ દીન;
સાગરસિંહ જતાં થયો, અંતર ધાત અધીન. ૩૫

સોરઠા.

સદગુણ સાગર સાર, વાર કરી વસુધા પરે;
ત્રિભુવનનું તૈયાર, તેડું તુજને આવીયું. ૩૬

## વસંતતિલકા વૃત.

આવો ન મિત્ર મળશે, વસુધા પરેકો,
એવા વિચાર કરતાં, દિલડા દુઃખે જો;
ગંગાસુદાસ હૃદયે શુભ સાક્ષિ આપે,
શોભાનવીર ઉદધી કરિ કોણ માપે. ૩૭

## સોરઠા.

રે સુહાણુનો ચંદ, આથમિયો આજે અહિં,
હા બળવંતજ નંદ, શમશાને સાગર જતાં. ૩૮
સરવસ હા દિલદાર, તું જાતે જાતું રહ્યું;
પાડું કયાં પોકાર, સરગે સાંભળ સાગરા. ૩૯
કરિયું શું કિરતાર, ક્રૂરા કૃતથી કર્મનું,
ધર બળવંત પુકાર, શમશ્યાને તું સાગરા. ૪૦
હામ ગઇ નહિં હંસ, શંશે હું શાનો કરૂં;
વંશ ગયો અવતંશ, છુટી જાતાં સાગરા. ૪૧
દિલ હતું દરિયાવ, મેળાપામાં માનવી;
પણ લિધો નહિ લાવ સંસારે તેં સાગરા. ૪૨
ધરિયે કો કેમ ધિર, હીરલો હાથેથી ગયો,
મળિયે બાવન વીર, સરગે હું તું સાગરા. ૪૩
સૂતો તાણી સોડ, તરછોડી કાં તાતને;
જગમાં ન મળે જોડ, સમજુ સુંદર સાગરા. ૪૪
વશમું લાગે વિર, ધીર હવે કયાં ધારિયે;
બળવંત કર્યો ફકીર, સપૂત જાતાં સાગરા. ૪૫
તજ્યું મેં તેજપુર બુદ્ધિવંતજ બાળકા;

આવેલું ભરપૂર, સુનું લાગે સાગરા. ૪૬
મ્હાજન ને માહારાજ, સેનાને સામત સહુ;
દેખાડે દિલ દાઝ, સ્વરગે જાતાં સાગરા. ૪૭
સુંદર ધરિ શ્રૃંગાર, સેના માંહે શોભતો;
બાંધ્યા ના હથિયાર, બરછી લાગે બાળકા. ૪૮
પૂરૂષ માંહે પ્રીત, મેળવી ગોતી માનવી;
વશ કીધો વીપરીત, સૂર રાજે કાંઇ સાગરા. ૪૯
શીવા બની ન સાર, બુદ્ધિથિ બળવંતની;
કરવો યોં પોકાર, સમજુ જાતાં સાગરા. ૫૦

દોહા.

દુનિયામાં દેખાય છે, દિલગિરિ દરિયાવ;
રત્ન અમૂલખ સાંપડયું, લગિર ન લિધો લાવ. ૫૧

હરિગિત છંદ.

દુનિયાં મહિ દેખાય છે, દિલદાર વિણુ દુખિયા જનો,
પોકાર પ્રાણી સહુ કરે બળવંત સુત જાતાં અરે;
મુખ હાય હા ઉચ્ચરાય નહિં સમજાય તું પ્રિય કયાં ગયો,
હા દાસ ગંગાનો ગયો પોકાર તારણુ પ્રેમનો. ૫૨

સોરઠા.

વીરા ભજવ્યો વેષ, પળ પળ મુજને સાંભરે;
સાગરસિંહ સુરેશ, ગણુના ગંગા તો કરે. ૫૩

હરિગિત છંદ.

ચોહાણુ ક્ષત્રિ વંશનો સુરહંશ આજે આથમ્યો.
બળવંત સૂત સમુદ્ર હરી દુનિયા મહિથી પરવર્યો;

સૌ મિત્રને આનંદ આપિ સ્નેહ થાપી દિલ ગયો,
જાતાં અરે પોકાર પારાવાર ગંગા ઉચ્ચર્યો. ૫૪

## દોહા.

" ફૂટચ કાળ આ શું કર્યું, કીધો કાળો કેર;
અંતર ગત અળગો કર્યો, વશમું શોધ્યું વેર. ૫૫
સબળાને શોભે નહિં, દુર્બળ જન શું દ્વેષ,
ચિંતાતુર કરી ચુંટિયો, ભરપુર બાળે વેષ. " ૫૬
કર્તા—નારાયણ.

બાળક બંધુ કહી રૂવે, રૂવે માત ને તાત;
મિત્ર કહિ મિત્રો રૂવે, રૂવે સકળ જન સાથ. ૫૭
પુષ્પ કળી જે ખીલતી, વાસ તણી શુભ આષ;
કહેતામાં કરમાઇ ગઇ, અંતર હવું ઉદાસ. ૫૮
ઓળખિતા આ જગ વિષે, તાળી મિત્ર અનેક;
અંતરથી અળગો નહિં, એ તો લાખે એક. ૫૯
સહસ્ત્ર યત્ને સાંપડયો, ન મળે વારંવાર;
જોતાં જોતાં ઝડપિયો, સુનો થયો સંસાર. ૬૦
મનની તો મનમાં રહિ, મિત્ર મિલનની આષ;
આવરદા ઓછી કરી, કાળે કર્યો વિનાષ. ૬૧
મિત્ર પત્ર ને પેખિને, મનમાં ઉપજે તાપ;
લખનારો લોપાઈ ગયો, દિલડું દહે અમાપ. ૬૨
સ્નેહ તણા સમ્બંધમાં, શિખવ્યો શ્રેષ્ટ સુબોધ;
પ્રિય મિત્ર કહિ પ્રેમથી, પૂરણ કર્યો પ્રબોધ. ૬૩
પત્રો પ્રેમ વધારવા, જાળવિયા છે જેહ;

ક્રૂર કટારિ થઈ કંડે, કુતરે ઉંડા તેહ. ૬૪
બંધૂ બળતો દેખિને, પતંગ બાળે કાય;
મિત્ર મરણથી ના મૂવો, શઠ તું ના શરમાય. ૬૫
પય ને બળતું પેખિ પય, કરે અગ્નિ પ્રવેશ;
ખરા મિત્ર ખૂટે નહિં, વિપરિત છે તુજ વેશ. ૬૬
તુજ પ્રતિમાને પેખિને, હા તું દેશ જવાપ;
મૃત્તક શા મુખથી વદે, ભૂલ્યું આપે આપ. ૬૭
રહ્યો જ્યાં સુધી જગ વિષે, આપી સઘળી સ્હાય;
સ્વર્ગ ભૂવન જળ સાંપડ્યું, તેડાવિ લે ત્યાંય. ૬૮
દૂર થયો દ્રષ્ટિ થકી, મનમાંથી નથી પ્રેમ;
દિવ્ય ચક્ષુ દેખાય છે, યથાર્થ દેહે એમ. ૬૯
કૈલાશપતિએ કર ગ્રહ્યો, સુબુધિ સમુદ્રસિંહ;
એ કર જોડી મુજને, ખેંચ હવે બુદ્ધિહ. ૭૦

### સોરઠા.

સુખ સજાવણ યાર, નિધિ હરિ વિણુ ગાંડા અમે;
મળીયે બિજીવાર, ધાર હવે ધરતી પરે. ૭૧

### ગજલ.

રૂવે આ બાળ સહૂ બાળા, ચડે છે જીવમાં ચાળા. ૭૨
મરે છે માનવી મોટાં, ગણે છે ગામમા ગોટા. ૭૩
ધરે છે હિમ્મતી હાહા, કરે છે ચીશ રોનારા. ૭૪
જીવે છે ઝેર પીતાને, મરે છે આ સુધા પીતા, ૭૫
જરૂર ઓ જીવ જાણી લે, સમૂદર સિંહ તાણી લે. ૭૬
ગજલમાં ગાઉં હાહા, ગુજારૂં દીન કયાં જેને. ૭૭

કહે ગંગાસુદાસ હરે, અરેરે આમ મારિ ગ્યો. ૭૮
સુધારી લે હવે આરો પ્રિયે પ્યારો ન ઉચ્ચારો. ૭૯

## મંદાક્રાન્તા છંદ.

આવી આંહીં મળિસુ મુજને સઘ તે સ્નેહિશાળા,
કાવી રૂડી હૃદય યાથી રીઝગ્યા સર્વ બાળા;
જ્યાંથી ત્યાંથી વિરલ વિણુતો વાણી કેરા વિચારો,
હાહા હેતૂ ઉદધિ હરિ ગંયો દાસ ગંગા ઉધાર્યો. ૮૦

## સવૈયા.

વરષા સમ દ્રષ્ટિ સુ સર્વ પરે, ન કદાપિ ધરેલ કુ કૂટિલતા,
સદશાળ મહિ સહુ બાળક ને દઈ દ્રવ્ય અને વળિ વિદ્ય લતા;
કદિ એ ન કૅંકાસ કરેલ મનૂજની સાથ વિચાર ઉચા ધરતા;
દિલદાર નિધી હરિ યાર જતાં, સઘળા ગુણુ અંતર સાંભરતા. ૮૧

## દોહા.

[1]શશિ [4]શ્રૂતિ [9]ભક્તિ [1]ભૂમિ, સંવત જન્મ પ્રસાર;
ફાલગુન પૂર્ણ શશિ દિને, સમુદ્રસિંહવતાર. ૮૨
[7]મુની [5]શર [8]દૂર્ગા શુક્ર [1]ચખ, ફાલગુન વદિ પાંચેમ;
સમુદ્રસિંહ ધરા તજી, સંવત તજતાં નેમ. ૮૩
વરસ સત્તરે વિશ્વને, તરી ગયો તરનાર;
મિત્ર મસ્તકે મારિને, ભરી ગયો બહુ ભાર. ૮૪

## સોરઠા.

તરિયો તું સંસાર, યાર સમુદર આ સમે;
શંકર નામ ઉચ્ચાર, સાર મળો તે સાગરા. ૮૫

મરજી મોહન મેર, ફેરી માળવા માહરી;
કરિયો કાળો કેર, હેરવિયો તે હીરલો. ૮૬
પરસ્યો નહિં પ્રસાદ નમ્યો નહિં જઈ નાગરા;
સરશ્યો સાગર પાદ, ધસ્યો જઇ તું સાગરા. ૮૭
હરિયેં નહિ અમ હેત, હેત સદા દુર્લભ દ્રશન;
પ્રેમી કીધા પ્રેત, તે તમથી જીતાયલા. ૮૮

## દોહા.

શિવ, કાન્તિ, દુર્ગા, લહે, ત્રણે શંકર નામ;
હરિ, ડાહ્યા નાના, લહે, લાલ નામ ગુણધામ. ૮૯
છગનલાલને રામજી, વળિ માધવજી જાણ;
મિત્ર નત્રે મળિને સદા, ગંગા કરો વખાણ. ૯૦
ગંગાદાસ, ગુજારિયે, કો ઇશ્યમ અવળા દીન;
સમુદ્રસિંહ જતાં થયો, અંતર કાળાધિન. ૯૧
રમત્ત ગમત્ત આપતા, વળિ કાપતા ઈ કષ્ટ;
શંકર! સમીપ રાખજો, ગણિ મિત્ર મમ ઇષ્ટ. ૯૨
સુખસાગર નાગર ગયો, આગર જાગર જાણ;
પ્રિય ગંગા ગણના કરે, પ્રિય કર્યું પ્રયાણ. ૯૩

## સોરઠા.

કરિ કૈલાસે વાસ, દાસ થઈ ઉમિયા પતિ;
હતો જેહ ઉલ્લાસ, સમિપ મળિયો સાગરા. ૯૪
ચૂકિશ નહિ મન ટેક, નેક હૃદયના નામનો;
છકી જાઇશમાં છેક, શંકર સમીપ સાગરા. ૯૫

આપ ત્યાંથી આશીષ, મિત્ર તાતને માનનિ;
સુખ પામે આ દીશ, સંભારી નિત સાગરા. ૯૬
દીન જાણી દીનેશ, બેશ લેશ આ દેશ મમ;
સમતા પકડિ શેશ, નેશ તેશ નર રૂપ હરી. ૯૭
અમે અજાણ્યા બાળ, ભાળ વિના કવિતા કરી:
શંકર લે સંભાળ, ગાળ ન ચોંટે ગંગને. ૯૮
[૭]મુનિ [૫]શર [૯]ભક્તિ [૧]ભૂમિ, ભાદ્ર શુકલ બુધ ષષ્ટિએ;
સાગર વિરહ સલૂમિ, ગંગાદાસે ગીતથી. ૯૯
મિત્ર હૃદય મોઝાર, મળવાને આશા ઘણી;
બોલબેટ રમનાર, સાર કરિ લે સાગરા. ૧૦૦
મોહક મૂર્તિ માર, અંતરમાં ગંગા અતિ;
છબિ તુજ સરધર, સંભારૂં નિત સાગરા. ૧૦૧

**સમાપ્ત.**

